પ્રૌઢ શિક્ષણ તાલીમ અને સંશોધન કેન્દ્ર
ગુજરાત વિદ્યાપીઠ


# નવજાગરણ
# પ્રૌઢ મજૂર વાચનમાળા

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ.

# પ્રાસ્તાવિક

ભારત સરકારે દેશનાં નિરક્ષર રહેલાં પ્રજાજનો લખી-વાંચી શકે તેમ જ જીવનવ્યવહારને ઉપયોગી ગણિત પણ શીખે, એટલું જ નહીં, પણ તેમની સામાજિક ચેતનાની જાગૃતિ કેળવી પોતાનો વ્યાવસાયિક વિકાસ કરી શકે એવા ઉમદા ધ્યેય સાથે દેશભરમાં પ્રૌઢશિક્ષણનો પંચવર્ષીય કાર્યક્રમ અમલમાં મૂક્યો. આ લોકજાગૃતિની ઝુંબેશને ગૂજરાત વિદ્યાપીઠે ઉપાડી લીધી અને પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધનકેન્દ્ર દ્વારા પ્રૌઢોને શીખવા–શીખવવા માટેનું જરૂરિ સાહિત્ય ઝડપથી ઉપલબ્ધ બને એ માટેના પ્રયાસો આરંભ્યા.

નિરક્ષર પ્રૌઢો માટેનું સાહિત્ય અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરતાં બાળકોના સાહિત્ય કરતાં જુદા પ્રકારનું હોય એમ સૌ કોઈ સ્વીકારે છે. આમ પ્રૌઢો માટેનું સાહિત્ય તૈયાર કરવાનું કામ સરળ નથી. નવજાગરણ પ્રૌઢ વાચનમાળા પ્રૌઢોની જરૂરિયાતો અને સમસ્યાઓનો અભ્યાસ કર્યા પછી તૈયાર કરી એ જ રીતે મહિલાઓના પ્રશ્નો, સમસ્યાઓ અને જરૂરિયાતોનો અભ્યાસ કરી મહિલા નવજાગરણ વાચનમાળા તૈયાર કરવામાં આવી.

હવે શહેરોમાં વસતા વ્યવસાયી મજૂરો માટે પણ તેમના પ્રશ્નો, સમસ્યાઓ અને જરૂરિયાતોનો અભ્યાસ કરી નવજાગરણ મજૂર વાચનમાળા પણ તૈયાર કરવામાં આવી છે, જે પ્રૌઢ મજૂરોના વર્ગોમાં ઉપયોગી નીવડશે.

આ નવજાગરણ વાચનમાળાઓની રચનામાં નિરક્ષરતાનાબૂદીની સાથે સાથે સમાજનું નવનિર્માણ, ગ્રામવિકાસ, અસ્પૃશ્યતાનિવારણ, વ્યાવસાયિક વિકાસ, સફાઈ આરોગ્ય, વ્યસનમુક્તિ, શોષણમુક્તિ, પરિવારકલ્યાણ વગેરે ક્ષેત્રોને પણ કાળજીપૂર્વક સમાવી લેવાનો વાચનમાળાઓ તૈયાર કરનાર જૂથે ખૂબ જ સભાનતાપૂર્વક પ્રયાસ કર્યો છે. નવજાગરણ વાચનમાળાઓ તૈયાર કરનાર સર્વશ્રી પુરુષોત્તમભાઈ પટેલ, શ્રીમતી રમાબહેન દેસાઈ, શ્રી ઇલાબહેન નાયક, સોમાભાઈ પટેલની બનેલી સમિતિને જેટલાં અભિનંદન આપું તેટલાં ઓછાં. નિષ્ણાતોના અભિપ્રાયો મેળવવા બદલ તથા પ્રૌઢશિક્ષણ વર્ગમાં પાઠો અજમાવી જોવા માટે સૌને અભિનંદન આપું છું.

નવજાગરણ મજૂર વાચનમાળા તૈયાર કરવા માટેની કાર્યશિબિરમાં ભાગ લેનાર સૌને હું અભિનંદન આપું છું. નવજાગરણ વાચનમાળાઓને જેટલો આવકાર મળ્યો છે તેટલો આ મજૂર વાચનમાળાને પણ મળશે જ, એવી શ્રદ્ધા છે.

ગુજરાતનાં નિરક્ષર મજૂર ભાઈબહેનોને શિક્ષિત કરવામાં આ પુસ્તક અત્યંત મહત્ત્વનો ભાગ ભજવશે તેમાં શંકા નથી.

તા.

ડાહ્યાભાઈ નાયક
કુલનાયક

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ – ૩૮૦·૦૧૪

# નવજાગરણ
# પ્રૌઢ મજૂર વાચનમાળા

પ્રૌઢ શિક્ષણ તાલીમ અને સંશોધન કેન્દ્ર
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

મુદ્રક અને પ્રકાશક

જિતેન્દ્ર ઠા. દેસાઈ

નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૩૮૦ ૦૧૪



નવજાગરણ મજૂર વાચનમાળા તૈયાર કરવામાં નીચેનાં ભાઈબહેનોનો સહયોગ મળ્યો છે :

| | |
|---|---|
| શ્રી પુરુષોત્તમભાઈ પટેલ | શ્રી મનહરભાઈ શુકલ |
| શ્રી રમાબહેન મ. દેસાઈ | શ્રી કાંતિલાલ રા. ત્રિવેદી |
| શ્રી ઇલાબહેન છ. નાયક | શ્રી ભાનુબહેન પરીખ |
| શ્રી કેશવલાલ આ. પટેલ | શ્રી મંદાબહેન શાહ |
| શ્રી સોમાભાઈ વી. પટેલ | શ્રી મણિભાઈ પટેલ |

: ચિત્રકાર :

શ્રી ગજેન્દ્ર શુકલ

પહેલી આવૃત્તિ, પ્રત ૧૦,૦૦૦

કિંમત : બે રૂપિયા

## નવજાગરણ મજૂર વાચનમાળા વિશે કંઈક

ભારત સરકારે દેશભરમાં પ્રૌઢશિક્ષણ કાર્યક્રમને અમલી બનાવ્યો એટલે પ્રૌઢોના શિક્ષણ માટે વિવિધ પ્રકારની વાચનમાળાઓ અને અન્ય પ્રકારના સાહિત્યની જરૂરિયાત ઊભી થઈ. આવું સાહિત્ય પ્રૌઢોને ઉપલબ્ધ બને એ માટે ગૂજરાત વિદ્યાપીઠના પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધનકેન્દ્રે વ્યવસ્થિત પ્રયાસો આરંભ્યા અને એમને માટે જરૂરી સાહિત્ય તૈયારી કર્યું. આરંભમાં 'નવજાગરણ પ્રૌઢ વાચનમાળા'ની રચના કરી. પ્રૌઢશિક્ષણ એ કેવળ નિરક્ષતા-નિવારણનો જ કાર્યક્રમ નથી, પણ આ કાર્યક્રમ તેમની સામાજિક જાગૃતિ અને તેમના વ્યાવસાયિક વિકાસને ગતિપ્રેરક બને એ પણ ઉદ્દેશ રહ્યો છે. નવજાગરણ વાચનમાળાની રચના આ સ્પષ્ટ ખ્યાલ રાખીને કરવામાં આવી અને ગુજરાતનાં લગભગ બધાં કેન્દ્રો તરફથી અસાધારણ આવકાર મળ્યો.

પરંતુ જુદા જુદા પ્રદેશોમાં વસતા અને અમુક એકસરખા વ્યવસાયો કરતા પ્રૌઢો માટે તેમનાં જીવન અને વ્યવસાયને સુસંગત એવી વાચનમાળા હોય તો તે તેમને વધારે ઉપયોગી બની શકે, એ ખ્યાલથી આ પ્રકારની વાચનમાળાઓ પણ પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધનકેન્દ્રે તૈયાર કરવા માંડી. આ દાષ્ટએ 'નવજાગરણ મહિલા વાચનમાળા' તૈયાર કરવામાં આવી અને એ પછી આપની સમક્ષ કામદાર પ્રૌઢો માટેની 'નવજાગરણ મજૂર વાચનમાળા રજૂ કરતાં આનંદ થાય છે.

આ વાચનમાળામાં પ્રત્યેક પાઠનું વિષયવસ્તુ, તેમાં આવતાં મૂળાક્ષરો, સ્વર-સંજ્ઞાઓ અને શબ્દો નીચે મુજબના સ્પષ્ટ દૃષ્ટિબિંદુ સાથે યોજાયાં છે.

**પાઠનું વસ્તુ :**

આ વાચનમાળાના પાઠનું વસ્તુ પસંદ કરતી વખતે નીચેની બાબતો લક્ષમાં રાખી છે :

૧. કામદારોની જરૂરિયાતો
૨. તેમના વ્યવસાયો અને પ્રશ્નો
૩. તેમના હક્કો, સંગઠનો અને ફરજો
૪. તેમના નિવાસોની સ્વચ્છતા
૫. તેમની વ્યાવહારિક સમસ્યાઓ
૬. તેમના વહેમો અને માન્યતાઓ
૭. પરિવારકલ્યાણ

કારખાનામાં તેમ જ અન્યત્ર કામ કરતા મજૂરવર્ગમાં તેમના પ્રશ્નો અને તેનાં નિરાકરણ અંગે તેમજ તેમના હક્કો અને ફરજો અંગે જાગૃતિ કેળવાય એ ઉદ્દેશ લક્ષમાં રાખીને આ વાચનમાળાનું આયોજન થયું છે. આરંભના ત્રણ પાઠ કામ વિશે, એ પછીના બે પાઠ સફાઈ અને આરોગ્ય વિશે, તેમજ એ પછીના ત્રણ પાઠ બચત અને નાણાંના યોગ્ય ઉપયોગ અંગે છે. આ ઉપરાંત આ વાચનમાળામાં કામદારોનું

સંગઠન, તેમનું ભણતર અને વહેમો-અંધશ્રદ્ધામાંથી મુક્તિ વગેરે પાઠોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે

**મૂળાક્ષરો, સ્વરસંજ્ઞાઓ અને શબ્દો :**

આ વાચનમાળામાં આરંભથી જ દરેક પાઠમાં આવતા નવા વર્ણોનો સમાવેશ મહદંશે એ પાઠના શીર્ષકમાં થયેલો છે. એકાદ બે અપવાદો બાદ કરતાં પ્રત્યેક પાઠમાં નવા મૂળાક્ષરો અને સ્વરસંજ્ઞાઓની સંખ્યા ચાર રાખી છે, જે શીખવાનું પ્રૌઢો માટે મુશ્કેલ નહીં લાગે.

અ, ઇ, ઈ, ઉ, ઊ, સ્વરો તેમ જ ા, િ, ી, ુ, ૂ, ે, ૈ, ો, ૌ સ્વરસંજ્ઞાઓ અને અનુસ્વાર આપવામાં આવ્યાં છે. બાકીની સ્વરસંજ્ઞાઓ અલગ આપવાની અનિવાર્યતા ન લાગતાં આપી નથી. આપેલી સ્વરસંજ્ઞાઓના આધારે વર્ગસંચાલક ઉચ્ચારણ અને લેખનમાં તેમનો ઉપયોગ શીખવશે. ઋ, ઙ, ઞ, ષ અને ક્ષ નો સમાવેશ જાણીબૂજીને કર્યો નથી.

પ્રત્યેક પાઠમાં આવતા નવા તેમ જ અગાઉ શીખી ગયેલા મૂળાક્ષરોનું દઢીકરણ થાય એ રીતે શબ્દો આપ્યા છે અને પાઠની રચનામાં પણ આ ખ્યાલ રાખ્યો છે.

**ચિત્રાંકન :**

પ્રત્યેક પાઠના વસ્તુને અનુલક્ષીને ચિત્રોનું આલેખન કરવામાં આવ્યું છે, વર્ગસંચાલક પાઠ શીખવતી વખતે ચિત્રોના સંદર્ભનો યોગ્ય ઉપયોગ કરે એ જરૂરી છે. આ ઉપરાંત આ વાચનમાળાના સુવ્યવસ્થિત અને અસરકારક ઉપયોગની દષ્ટિએ વર્ગસંચાલકોને યોગ્ય માર્ગદર્શન મળે એ માટે નિદર્શનપોથી (Teacher's handbook)ની આવશ્યકતાનો સ્વીકાર કરીએ છીએ અને તે તૈયાર થઈ રહી છે.

આ પ્રૌઢ મજૂર વાચનમાળાના આરંભિક આયોજન અને પાઠોનાં વિષય અને રચના અંગે ગઈ તા. ૧૧–૨–૮૦ થી ૧૪–૨–૮૦ દરમિયાન એક કાર્યશિબિર યોજવામાં આવી હતી, જેમાં શ્રી પુરુષોત્તમભાઈ પટેલ, શ્રી મનહરભાઈ શુક્લ, શ્રી કાન્તિભાઈ ત્રિવેદી, શ્રી રંભાબહેન, શ્રી ઇલાબહેન નાયક, શ્રી સોમાભાઈ પટેલ, શ્રી મણિભાઈ પટેલ, શ્રી કેશવલાલ આ. પટેલ, શ્રી ભાનુબહેન પરીખ વગેરેએ સક્રિય ફાળો આપ્યો હતો. આ પછી ચાર વ્યક્તિઓની બનેલી એક સમિતિએ એમાં સુધારાવધારા કરીને અજમાયશી આવૃત્તિ તૈયાર કરી હતી, જે ગુજરાતમાં પ્રૌઢશિક્ષણનું કાર્ય કરતી સંસ્થાઓને તેમ જ ગુજરાતના કેળવણીકારો અને ભાષા-શિક્ષણના નિષ્ણાતોને મોકલી આપવામાં આવી હતી. એમનાં અભિપ્રાયો અને સૂચનોને લક્ષમાં લઈ ચાર વ્યક્તિઓની બનેલી સમિતિએ જરૂરી સુધારાવધારા કરીને આ વાચનમાળાને આખરી સ્વરૂપ આપ્યું છે.

વિવિધ ક્ષેત્રોમાં કામ કરતા મજૂરવર્ગની જરૂરિયાતો અને તેની જાગૃતિના ઉદ્દેશને લક્ષમાં રાખી તૈયાર કરેલી આ વાચનમાળા તેમની અપેક્ષાઓને સંતોષશે એવી અમારી શ્રદ્ધા છે.

—લેખકો

# કામકાજ

કમ કામ જામ

જમ જમા જાજમ

જક કાજ મજા

કાકા મામા જામા

કામ કામ કામ

જમ જમ જમ

મજા મજા મજા

# કારખાનામાં કામકાજ

| | | |
|---|---|---|
| રજ | નર | ખાર |
| જર | નખ | રાખ |
| કારજ | મનખ | નાખ |

| | |
|---|---|
| રાંક | કમાન |
| ખાજાં | મકાન |
| ખાનાં | રમજાન |
| નાનાં | રામરાજ |

કારખાનામાં કામકાજ.

કારખાનાના કામમાં નજર રાખ.

કારખાનામાં રજા ન રાખ.

નકામાં કરજ ન કર.

મકન કારજ ન કર.

કાના કાકા, રામરામ.

| ર | ખ | ન | ં |
|---|---|---|---|

# રોજ સારું કામ, સારા દામ

| | | | | |
|---|---|---|---|---|
| | દમન | | સાજું | દોર |
| સમજ | દામ | સુખ | માંદું | સોમ |
| સરકસ | દરાખ | સુકાન | સાદું | રોજા |
| સાર | સદા | દુકાન | ખારું | રાખો |
| માસ | | મુકાદમ | | |

રોજ રોજ કામ, રોજ રોજ દામ.

સારું કામ, સારા દામ.
સારા દામ, સારો ખોરાક.
સારો ખોરાક, સાદો ખોરાક.
સાદો ખોરાક, સદા સાજા.

# અમારી ચાલી

| | | | |
|---|---|---|---|
| અમર | અચલ | લાંચ | માલ |
| અસલ | ચાલ | સંચો | લારી |
| અમનચમન | ચાદર | ચોરસ | ખાલી |
| | ચાકરી | ખોલી | અમીર |
| | ચીસ | | |

અમારી ચાલી સારી.
ચાલીમાં ચકલી અને નીક.
ચાલમાં સારાં જાજરાં.
અમારી ચાલીમાં ચોખો ચોક.
અમારી ચાલી ચોખી.
ચોખી ચાલીમાં સાજાંસારાં.
સાજામાં સુખ, માંદામાં દુઃખ.

# અમારો વાસ સાફ છે

જુઓ આ અમારો વાસ.
અમારા વાસમાં આવો.
વાસનાં મકાનો સાફ છે.
વાસનાં જાજરાં અને નીકો સાફ છે.
અમે દરરોજ વાસને સાફ રાખીએ છીએ.
અમારાં છોકરાં માંદાં કેવાં ને દવા કેવી?

અમારા વાસના લોકો કામદાર.
અમે કામદાર, ન દેવાદાર.
અમે સમજદાર, અમારે ન કદી કંકાસ.

| | | | |
|---|---|---|---|
| ફરજ | છોકરો | દેવ | વફાદાર |
| ફકીર | છાજલી | દેવાદાર | ફેરમેન |
| ફાજલ | છાલકું | વીમો | ફેરફાર |
| માફ | છાનુંમાનું | ખોદવું | વેચવું |
| | | વોચમેન | છેકછાક |

| ફ | છ | વ | ે |
|---|---|---|---|

# રમજાનની દુકાન

આ રમજાનની દુકાન છે.
દુકાનમાં કામની ચીજો છે.
એની દુકાન ચીજોનો ખજાનો.

રમજાન એની દુકાનમાં ચોખા અને જુવાર વેચે.
મસાલા અને મરચાં વેચે.
દરાખ, ખારેક, મેવા વેચે.
સાકર અને મોરસ વેચે.

લોકો સવારે અને સાંજે ચીજો ખરીદવા આવે છે.
લોકો રમજાનને સલામ કરે છે.
રમજાન લોકોને રામરામ કરે છે.
રમજાન માલ સરખો જોખે છે.
સારો દુકાનદાર, લોકોનો વફાદાર સેવક છે.

# મહેનતની કમાણી બચાવીએ

| બદ્દી | હક | તારીખ | નાણું | તહેવાર |
|---|---|---|---|---|
| બદલી | હાજરી | તોફાન | જમણ | તાંતણો |
| જોબર | હેરફેર | આફત | સારણી | તાણોવાણો |
| બોબીન | હુકમનામું | વાતચીત | બજવણી | |
| બોનસ | | બચત | | |

અમારા જીવનમાં મહેનત બહુ છે.
મહેનત એ જ અમારી કમાણી છે.
અમારી કમાણી એ હકની કમાણી છે.
અમારી કમાણી એ સાચી કમાણી છે.
હકની કમાણીએ માણસ સુખી.
હરામની કમાણીએ માણસ દુઃખી.
અણહકનો માલ અમને ન સદે.
હકની કમાણી કરતા રહીએ.
બેંકમાં બચતખાતું ખોલાવીએ.
ખાતામાં બચત જમા કરાવીએ.
સાજેમાંદે બચત કામ આવે.
આફતમાં બચત કામ આવે.

# નાણાંનો જરૂરી ઉપયોગ

ઉકેલ પરખ કાયદો ગરમી મજૂર
ઉછેર પંપ યુગ ગુજરાન પૂજા
ઉપાડ પાવર વાયરમેન પગાર ગુજરાત
ઉજાણી પરસેવો યજમાન ગીયર બૂમાબૂમ
ઉમેદવાર પાવરલૂમ

ઉમેદ કારખાનામાં કામદાર છે. તે સમજુ અને સુખી છે. ઉમેદ સમયસર કામ પર જાય છે. તે પાવરલૂમ ઉપર મન પરોવી કામ કરે છે. ઉમેદ પૂરતું કમાય છે. તે ઉપયોગી ચીજો ખરીદે છે. તે પોતાનું ગુજરાન સારી રીતે ચલાવે છે.

ઉમેદને પોતાનું મકાન પણ છે. તે કરકસર કરે છે, છતાં કંજૂસ ન કહેવાય. તે નકામો ખરચ કરવા કદી ન લલચાય. તે તમાકુ કે ગાંજા સામે કદી ન જુએ. તે કમાણીનાં નાણાં બચાવતો રહે છે.

બેંકમાં એનું બચતખાતું છે. બચાવેલાં નાણાં તે બેંકમાં જમા કરાવે છે. તે રકમ તેને અનાજ, કપડાં, દવા વગેરે ઉપયોગી ચીજો ખરીદવામાં ખપ લાગે છે. આવા સમજુ કામદારો સુખી જ હોય.

| ઉ | પ | ય | ગ | ુ |
|---|---|---|---|---|

# અમારું જીવન

વહેલી સવારે પંખી જાગે.
પંખીના કલરવે આખો વાસ જાગે.
મજૂર, મજૂરણ અને સહુ છોકરાં જાગે.
વાસની જાહેર ચકલીઓમાં પાણી આવે.

રતન રબારણ છાસ વેચવા જાય છે.
સંતોક સોનારણ બજારે ફૂલ ખરીદવા જાય છે.
મનહર મોચી પોતાની દુકાન ખોલી સાફ કરે છે.
લાલુ લારીમાં કેળાં અને સફરજન મૂકી ફેરી કરવા જાય છે.
સહુ પોતપોતાના કામે લાગી જાય છે.

મોહન, માવજી, અહમદ, રજાક સહુ કારખાને જાય છે. કારખાનાની વિસલ વાગે છે. સહુ સમયસર કારખાને પહોંચી જાય છે. મુકાદમ પાસે હાજરી પુરાવી સહુ કામે લાગી જાય છે.

બપોરે આખો વાસ સૂનો સૂનો.

વાસમાં ફક્ત નાનાં છોકરાં રમતાં દેખાય.

સાંજે સહુ પાછાં વાસમાં આવે છે.

ખાયપીએ છે અને વાતો કરે છે.

રામનું નામ લે છે, ગાય છે અને પછી આરામ કરે છે.

વારતહેવારે સહુ મજા કરે છે. નોરતાંમાં ગરબા ગાય છે. મહોરમમાં માતમ મનાવે છે.

સહુ ખૂબ કામ કરે છે અને સુખી જીવન જીવે છે.

# ખરચ ઘટાડીશું

| | | | |
|---|---|---|---|
| ઘર | ટકાઉ | ડાયરી | શણ |
| ઘાટ | મેટલ | નીડર | શરમ |
| ઘરેણું | ટાંકી | કાપડખાતું | શરાફ |
| ઘાસલેટ | મીટર | વરઘોડો | શેડ |
| | ઘંટી | ડોફર | શાહુકાર |

શકીના ઉદાસ છે. ગફૂર પણ ગમગીન છે. આજે એક શરાફ નાણાંની ઉઘરાણી માટે આવનાર છે. તેને શું જવાબ આપવો એ સવાલ છે.

શકીના સમજાવવા લાગી—"હુ કહેતી હતી કે દીકરીના લગનમાં આટલો મોટો ખરચ ન કરાય. આટલાં મોંઘાંદાટ કપડાં ન ખરીદાય. આવી જાફત ન ઉડાવાય. આટલી મોટી દેજ ન અપાય. આવડુ મોટું કરજ ન કરાય. પણ તમે માનો તો ને! હવે શરાફને શું જવાબ આપશો?"

ગફૂરને શકીનાની વાત સાચી લાગી. તે કહે—"આપણે ખોટો ખરચ કરીને દેવામાં ડૂબી ગયાં. આપણે ઘણી મોટી કસૂર કરી નાખી. પણ હવે આપણે નવો રાહ પકડીશું.

"આપણે હવે કરકસર કરીશું. આપણે ખોટો ખરચ ઘટાડીશું. ખૂબ મહેનત કરીશું. જરૂર પડે મજૂર સહકારી બેંકની મદદ લેશું. લોન લઈને નવું કામ શરૂ કરીશું. કમાણી કરી બચત કરીશું. વેપારીનું દેવું પણ પતાવીશું. નકામા ખરચા ઘટાડીશું. મોહનના ઘર જેવું સારું ઘર પણ બનાવીશું! આપણા ઘરમાં સુખે રહીશું."

| ઘ | ટ | ડ | શ. |
|---|---|---|---|

# ઝાઝાં છૈયે વધુ જંજાળ

ધનજી કુળ ઝાડ છૈયાં
ધગશ બાળક ઝાંપો ચૈતર
ધીરજ ખળખળ ઝંડો પૈસા
બાંધણી જાળું ઝૂંપડી વૈતરું
ધુમાડો ચળવળ ઝોળી ગવૈયો

ઝમકુ– ધનીબહેન, આમ આખો દહાડો હાંફળાંફાંફળાં કેમ ફરો છો? ઘડીક પગ વાળીને બેસો તો ખરાં.

ધનીબહેન– (રડતે અવાજે) શું કરું બહેન, મારી એકલી પર બધાં કામનો બોજ. કેટલું કરું? આખો દી મજૂરીએ જાઉં. ઘેર આવી ઘરનું કામ કરું અને આ લાંબી લંગાર રડારોળ કરી પજવે તે જુદું!

ઝમકુ– ધૂળાકાકા નથી? એ પણ બચારા આખો દાડો ઓછી મહેનત કરે છે?

ધનીબહેન– અરે બહેન, અમે બે જણ આખો દી વતરુ કરીએ તોપણ આ સાત જણાંને પેટપૂરતું માંડ મળે છે. આ રાધા રોજ ચોપડી માગ માગ કરે છે, પણ લાવવી શી રીતે? મગન તો બચારો ફાટેલાં કપડે જ વરગમાં જાય છે.

ઝમકુ– આવો, આવો કૈલાસબહેન, તમને તો અહીં આ ઘડીએ જાણે રામે જ આવવાનું ન ઠીધું હોય!

કૈલાસબહેન– કેમ બહેન, એવી તે વળી શી વાત છે?

ઝમકુ– બીજું શું હોય! આ મોંઘવારીમાં સાત જણને ખવડાવવુ કેમ કરીને? પૈસા ખૂટે એટલે રોજની રામાયણ.

કૈલાસબહેન– હાં, હવે વાત સમજી. હુ તો વાસનાં સહુને વગાડી વગાડીને કહુ છું કે બહેન, ઝાઝાં છૈયે ઝાઝી વેદના, ઝાઝા જાવે ઝાઝો તાવો. માટે ધનીબહેન, હવે તમે સમજો એટલે દુખનું ઝાડ વધતું અટકે.

ધનીબહેન– બહેન, આ બચારાં છોકરાંને દુખનું ઝાડ કેમ કહેવાય?

કૈલાસબહેન– ઓછાં બાળક સુખનો છાંયડો, પણ વધુ છોકરાં તો દુખનાં ઝાડ જ ને! આ કાળઝાળ મોંઘવારીમાં ઝાઝાં છોકરાં આપણને દુખી કરે અને પોતેય દુખ પામે. એમને ન મળે પૂરતું ખાવાનું, ન મળે સારું પહેરવાનું કે ન મળે કેળવણી. આ જુઓને, આપણાં ઝમકુબહેનનું બે જ બાળકનું નાનું કુટુંબ. તે બધાં કેવાં આનંદમાં રહે છે! બેઉને તેઓ હોંશે હોંશે ઉછેરે છે પણ ખરાં. દાખલો લેવા ઝાઝે દૂર જવું પડે તેમ છે?

ધનીબહેન– બધું સમજાય તો છે કૈલાસબહેન, પણ કરવું શું?

કૈલાસબહેન– ધનીબહેન, દરેક આફતનો ઉપાય હોય છે. કાલે જ તમે મારા દવાખાને આવો અને નાના કુટુંબનો ઉપાય અપનાવો. પછી જુઓ, દુખના દાડા ગયા જ સમજો.

ઝમકુ– સહુ વખતસર સમજી જતાં હોય તો ઘેર ઘેર લીલાલહેર જ હોય ને!

# ભણી ગણી સૌની સાથે થઇએ

| | | | |
|---|---|---|---|
| ભણતર | થાક | ઈજા | કૌશલ |
| લાભ | થાપણ | ઈમાન | મૌન |
| ભાથું | મથામણ | ઈસુ | કૌવત |
| ખભો | થાંભલો | ઈદ | કૌતુક |

ગૌરીકાકી– શોભનાબહેન, છો કે?

શોભનાબહેન– કોણ? ગૌરીકાકી, આવો આવો.

ગૌરીકાકી– હું તો આ મારા ભરતને શાળાએ મૂકવા આવી'તી બુન, તમે એને બરાબર ભણાવજો હોં.

શોભનાબહેન– બહેન, તમે પણ એને ઘેર ભણાવતાં હો તો....

ગૌરીકાકી–અરે બહેન, મને આવડતું હોત તો તમને શીદને કહેત!

શોભનાબહેન– તો તમેય ભણો તો....

ગૌરીકાકી– અમારે આ ઉંમરે હવે ભણવાનું કેવું? પાકે ઘડે કાંઈ કાના ચડે? અમારે મજૂરીના કામમાં ભણવાની જરૂર પણ શી? હવે તો ભણીશું આવતા ભવે.

શોભનાબહેન– પણ ગૌરીકાકી, તમારે નથી જવાનું શાળાએ કે નથી લાવવાનાં પાટીપેન. વળી તમારી મજૂરીનું કામ પણ ન અટકે. પછી શો વાંધો?

ગૌરીકાકી– અમે આખો દાડો કામે જઈએ પછી ભણાય કઈ રીતે?

શોભનાબહેન– તમે રાતે ગામગપાટા મોડા લગી મારો છો ને? એમાં કોઈની કૂથલી થાય એના કરતાં તમે વાસમાં ભેગાં થઈને ભણો તો?

ગૌરીકાકી– પણ શોભનાબહેન, વાસમાં અમને કોણ ભણાવે?

શોભનાબહેન– તમે બધાં ભણવા રાજી હો તો હુ તમને ભણાવીશ.

ગૌરીકાકી– શોભનાબહેન, હવે આ ઉંમરે ભણીને શું કામ?

શોભનાબહેન– ગૌરીકાકી, ભણવામાં તો ઘણા બધા લાભ. તમે તે દહાડે તમારા દીકરાની ટપાલ વંચાવવા કેટકેટલાંને વીનવી છેવટે મારી પાસે આવેલાં? તમે ભણેલાં હો તો તે ટપાલ તમે જ વાંચી શકો અને જવાબ પણ લખી શકો. રામાયણ પણ જાતે વાંચી શકો. અને શાકભાજીના પૈસાની ગણતરી પણ જાતે કરી શકો. બસનો નંબર વાંચી શકો. પછી તે માટે કોઈને પૂછવું પડે ખરું? વળી તમારા ભરતને પણ લેશન કરાવી શકો. આપણી રાતની શાળામાં તો બાળકોને કેમ ઉછેરવાં તેની અને સુખી કુટુંબની વાત થશે. કારખાનાની અને દવાદારૂની વાતેય થવાની. આમ આપણે ભણી-ગણી સૌની સાથે થઈશું.

ગૌરીકાકી– હેં બહેન! રાતની શાળામાં આવીએ તો અમને વાંચતાંલખતાં આવડે?

શોભનાબહેન– અરે કાકી! તમે આપણી રાતની શાળામાં આવો પછી જુઓ કે લખતાં-વાંચતાં તો તમને કેટલું જલદી આવડી જાય છે. તમને રામાયણ વાંચતાંય આવડશે અને કાગળ લખતાંય આવડી જશે.

ગૌરીકાકી– તો તો બહુ જ સારું. આજે ઘેર જઈને હુ વાસની સૌ બહેનોને ભેગી કરીને આ વાત કરીશ અને આપણી રાતની શાળામાં લાવીશ. જય જય શોભનાબહેન.

શોભનાબહેન– જય જય. એ આવજો, ગૌરીકાકી!

# સંગઠિત થઇએ, બળ મેળવીએ

| | | |
|---|---|---|
| ઠઠારો | દિવસ | ઇલાજ |
| ઠપકો | કઠિન | બોઇલર |
| ઠેકેદાર | પથિક | ઇજારો |
| ઠાઠમાઠ | મિલમાલિક | સાઇડ |

આજે મજૂરદિન છે. મજૂરોનાં ટોળાં ચોકમાં ભેગાં થયાં છે. એટલામાં દયાળે મોટેથી વાત શરૂ કરી, "ભાઈઓ, તમે મજૂર-દિનની ઉજવણીનું તૂત શા માટે લઈ બેઠા છો? નથી મજૂરોની નોકરી સલામત, નથી આપણી રોજી કે કામનો ભરોસો. માલિકો તો આપણને ગુલામ જ સમજે છે. એનું કાંઈ કરો ને."

કમરુ કહે, "દયાળની વાત તો સાચી. આજ આઠ દિવસથી શેઠ મને મશીન પર બેસવા દેતા નથી. એ રોજ રોકડિયા મજૂરને રોકીને પોતાનું કામ કરાવી લે છે. આઠ દિવસથી હું બેકાર છું, પણ મારી વાત કોઈ સાંભળતું નથી. બોલો મનસુખભાઈ, તમે તો અમારા આગેવાન છો ને!"

મનસુખભાઈ કહે, "હું તો રોજ કહું છું, તમારા કારખાનામાં જેટલા મજૂરો છો તે બધા ભેગા થાઓ અને સંગઠન કરો. પછી જુઓ, કોની હિંમત છે કે તમને કારણ વિના ઘેર બેસાડે."

જેસેફ કહે, "હવે એવું કાંઈક કરવું જ પડે. પગારના દિને કોઈ દહાડો મારા હાથમાં પૂરો પગાર આવતો જ નથી. ખોદકામનું માપ કારકુન મન ફાવે એટલું ઓછું ગણે અને પોતાનો લાગો લે. ઠેકેદારની જોહુકમીનો તો પાર નહિ."

મીઠી કહે, "આ કાલની જ વાત કરું. અમારા કારખાનાનો માલિક અમારી પાસે એક રૂપિયે છ ચણિયા સિવડાવે છે. પણ તેમાંય બેચાર નંગમાં ખામી છે એમ કહી એટલાં નંગ ઓછાં ગણી મહેનતાણું આપે છે. હવે આનું શું કરવું?"

મનસુખભાઈ કહે, "તમે બધાં નિરાશ ન થાઓ. મારી વાત સાંભળો. સૌનું સારું થાય એવો ઉપાય બતાવું. પણ તે કરવાનો છે તમારે જ. તમે સૌ ભેગાં થાઓ, સંગઠન કરો અને બળ મેળવો."

બધાં કહે, મજૂરમંડળ બનાવીએ. સંગઠન મારફત આપણે આપણા હકની માગણી કરી શકીશું. રોજીરોટીની સલામતી મેળવી શકીશું. કાયદાની મદદ લઈ શકીશું."

કમરુ કહે, "હેં મનસુખભાઈ, સંગઠનથી આ બધું આપણને મળે?"

મનસુખભાઈ કહે, "કેમ ના મળે? કાપડની મિલોના કામદારોના સંગઠનનો દાખલો તમારી સામે જ છે ને! સંગઠનને કારણે જ એમના વસવાટની, ઘોડિયાઘરની, બાળકોના ભણતરની, ઘડપણમાં રાહતની, પૂરા વેતનની જોગવાઈઓ થઈ છે. ચાલીએ ચાલીએ જાજરૂ, પેશાબખાનાં, નાવણિયાં અને વીજળીની સગવડો તો નરી આંખે દેખાય એવી છે."

બધાં કહે, "મનસુખભાઈ કહે છે તે સાચું જ છે. સંગઠનમાં જ સુખ છે. આવો, આપણે સૌ સંગઠિત થઈએ અને બળ મેળવીએ.

વિના સંપ નથી જંપ.
વિના સહકાર નથી વિકાસ.

૬

# નવું પરોઢ ઊગશે



| | | | |
|---|---|---|---|
| ગઢ | પરોઢ | ઊડવું | ઊન |
| ઢગલો | ઢેબરું | ઊનું | ઊંઘ |
| ઢોંગ | ઢીંગલી | ઊંડાણ | ઊજળું |
| ટાઢ | ઢાલ | ઊપડવું | ઊડઝૂડ |

ભીમાભાઈ– અરે ધના ! આ ગોટા અને ગાંઠિયા કેમ? ઘેરથી ભાત નથી લાવતો ?

ધનો – ના રે, ઘેરથી કોણ લાવે ? હું તો રોજ આવું જ ખાઉં છું અને મારા ઘેરથી પણ કામે જાય છે તેથી કોણ રસોઈની માથાકૂટ કરે ?

ભીમાભાઈ– હં...હવે સમજાયું કે તું મારા કરતાં દસ વરસે નાનો છતાં ડોસો કેમ થઈ ગયો તે.

ધનો – ભીમા, મને તો માળું કંઈ સમજાતું નથી. જુઓ, હું મિલમાં જાઉં છું. મારે ઘેરથી ટોપલી તગારું ઊંચકવાની મજૂરી કરે છે અને હમણાંથી તો નાનિયાને પણ ભણતો ઉઠાડી દાડીએ મોકલું છું, છતાં મારે લાલા તાણ જ.

છગન – તે લાલા તાણુ જ રહે ને! કારણુ, તારા ઘરમાં તો પેલો ઢોંગી વશરામ ભૂવો પેંધો પડયો છે. રાત પડી નથી કે ડાકલાં વાગ્યાં નથી. એ તને ધૂતીને ઘર ઉજડ કરે છે.

ધનો–તે દોરાધાગા ન કરું અને ભૂવા અને ડાકલાં ન બેસાડું તો મારા ઘરમાંથી રોગદોગ જાય જ નહિ ને....

ભીમાભાઈ– તે વશરામ ભૂવો શું કરવાનો ? ખરું કારણુ તો તું જ છે. તું મિલની કૅન્ટિન પર ઊભો ઊભો ભજિયાં ખાય અને તારી વહુ ચાની લારી પર ચા, પૂરી અને ભજિયાં ઝાપટે. તારા છોકરાં લારીએ લારીએ રખડે એ જેવું ભાળે એવું ખાય. પછી માંદાં ન પડે તો શું થાય!

છગન – તારી ચલમ અને ધનીની બીડી તો ચાલુ જ.

ધનો – હા ભાઈ, તારી વાત સો ટકા સાચી. કારણુ ગઈ કાલે વીમાયોજનાના દાકતરે જ મને કહ્યું કે હોજરીમાં ચાંદું છે, ચાબીડી બંધ કરવી પડશે અને દાકતરની દવા લેવી પડશે.

ભીમાભાઈ– હું તો તને રોજ કહેતો હતો કે તારું શરીર દોરાધાગાથી નહિં વળે દવાખાને જા. પણ હવે મોડે મોડે પણ તું સમજ્યો એ પણ સારું જ કર્યું હવે તું ભૂતભૂવા-માંથી છૂટીને સારી દવા કરશે તો તારા જીવનનું નવું પરોઢ ઊગશે. તારાં બૈરાં–છોકરાં સુખનો દાડો ભાળશે.

જયાં ન્ટિ ક્ત હું યું

| ઢ | ઊ | ગ્યાં | ડ્યો |
|---|---|---|---|

# અરજી

ચાલી સુધારક મંડળ
નવો વાસ, રખિયાલ,
અમદાવાદ-૨૩
તા.૨-૫-૮૧

માનનીય હેલ્થ ઓફિસર સાહેબ,
અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશન
અમદાવાદ.

વિષયઃ- વાસમાં ફેલાએલી ગંદકી દૂર કરી
દવા છાંટવા બાબત

મહેરબાન સાહેબ,

જયભારત સાથે જણાવવાનું કે અમારા વાસમાં પાણીના જાહેર નળની ચકલીઓ તૂટી ગઇ છે અને જાહેર જાજરુ તથા પેશાબખાનાની ગટર ઉભરાઇ છે.

જો સમયસર ચકલીનું સમારકામ અને ગટરની સફાઇ નહિ થાય તો વાસમાં રોગચાળો ફાટી નિકળશે.

આથી સમારકામ અને સફાઇ વેળાસર કરાવવા તથા જંતુનાશક દવા છંટાવવા આપને વિનંતી છે.

એજ લિ. આપના
(૧) મોહન સુખા પરમાર
(૨) સુરેન્દ્ર સો. વ્યાસ
(૩) વિમળાબેન મો. પરીખ
(ચાલી સુધારક મંડળના આગેવાનો)

# અદના આદમીનું ગીત

અદના તે આદમી છઈએ,
    હો ભાઈ, અમે અદના તે આદમી છઈએ.
ઝાઝૂ તો મૂગા રહીએ
    હો ભાઈ, અમે અદના તે આદમી છઈએ.

મોટા તે આદમીની વાતું બહુ સાંભળી રે,
    જુગના જુગ એમાં વીત્યા;
થાયે રે આજ એવું, નાની શી વાત છે જે,
    હૈયે અમારે, કહી દઈએ. હો ભાઈ૦

વસ્તરના વણનારા, ખેતરના ખેડનારા,
    ખાણના ખોદનારા છઈએ;
હોડીના હાંકનારા, મારગના બાંધનારા,
    ગીતોના ગાનારા થઈએ,
    —હેજી અમે રંગોની રચનાય કરી દઈએ. હો ભાઈ૦

છઈ રચનારા અમે છઈએ ઘડનારા,
    તે સંહારની વાતું નહીં સહીએ;
ધરતીના જાયાનાં કાયા ને હૈયાને
    મોંઘેરાં મૂલનાં કહીએ,
    —હેજી એને કેમ કરીને અવગણીએ. હો ભાઈ૦

જોઈએ ના તાજ અમને જોઈએ ના રાજ કોઈ,
    જીવીએ ને જીવવા દઈએ;
જીવતરનાં સાથી છે સર્જન અમારાં
    નહીં મોતના હાથા થઈએ,
—હેજી એની વાતું ને કાન નહીં દઈએ. હો ભાઈ૦

—પ્રહ્લાદ પારેખ

# કામ કરે ઇ જીતે

કામ કરે ઈ જીતે રે માલમ!
કામ કરે ઈ જીતે,
આવડો મોટો મલક આપણો
બદલે બીજી કઈ રીતે? રે માલમ૦

ખેતર ખેડીને કરો સીમ સોહામણી,
બાંધો રે નદિયુંનાં નીર,
માગે છે દેશ આજ મહેનત મજિયારી,
હૈયાંનાં માગે ખમીર. રે માલમ૦

લિયો ત્રિકમ ભાઈ! લિયો કોદાળીને
ઘર ઘર ગુંજે ચરખો,
બાવડાંના જોરે આ દુનિયા બદલવી,
નજરું હોય ઈ નીરખે. રે માલમ૦

ઊંચુ ભણેલા તો ઑફિસમાં બેસે ને
નીકળે નહિ બહાર કોઈ રીતે,
કાગળ ઉપર કરે કરામતું ને
છાપાં ચોંટાડે ભીંતે. રે માલમ૦

હાલોને ખેતરે ને હાલો રે વાડીએ
વેળા અમોલી આ વીતે,
આજે બુલંદ સૂરે માનવીની મહેનતના
ગાઓ જયજયકાર પ્રીતે, રે માલમ૦

—નાથાલાલ દવે

# મકાન ગણીએ

# કલમ ગણીએ

ત્ર

# નાણાં ઓળખીએ

એક પૈસો
બે પૈસા
ત્રણ પૈસા
પાંચ પૈસા
એક રૂપિયો
દસ પૈસા
વીસ પૈસા
પચીસ પૈસા
પચાસ પૈસા
સો પૈસા
છ
સાત
આઠ
નવ
દસ
૬
૭
૮
૯
૧૦
6
7
8
9
10

# ચલણી નોટ ઓળખીએ

એક રૂપિયાની નોટ

બે રૂપિયાની નોટ

પાંચ રૂપિયાની નોટ

દસ રૂપિયાની નોટ

વીસ
રૂપિયાની નોટ

પચાસ
રૂપિયાની નોટ

સો
રૂપિયાની નોટ

# અંક

| ૧ | ૧૧ | ૨૧ | ૩૧ | ૪૧ | ૫૧ | ૬૧ | ૭૧ | ૮૧ | ૯૧ |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ૨ | ૧૨ | ૨૨ | ૩૨ | ૪૨ | ૫૨ | ૬૨ | ૭૨ | ૮૨ | ૯૨ |
| ૩ | ૧૩ | ૨૩ | ૩૩ | ૪૩ | ૫૩ | ૬૩ | ૭૩ | ૮૩ | ૯૩ |
| ૪ | ૧૪ | ૨૪ | ૩૪ | ૪૪ | ૫૪ | ૬૪ | ૭૪ | ૮૪ | ૯૪ |
| ૫ | ૧૫ | ૨૫ | ૩૫ | ૪૫ | ૫૫ | ૬૫ | ૭૫ | ૮૫ | ૯૫ |
| ૬ | ૧૬ | ૨૬ | ૩૬ | ૪૬ | ૫૬ | ૬૬ | ૭૬ | ૮૬ | ૯૬ |
| ૭ | ૧૭ | ૨૭ | ૩૭ | ૪૭ | ૫૭ | ૬૭ | ૭૭ | ૮૭ | ૯૭ |
| ૮ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૮ | ૫૮ | ૬૮ | ૭૮ | ૮૮ | ૯૮ |
| ૯ | ૧૯ | ૨૯ | ૩૯ | ૪૯ | ૫૯ | ૬૯ | ૭૯ | ૮૯ | ૯૯ |
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૬૦ | ૭૦ | ૮૦ | ૯૦ | ૧૦૦ |

1 2 3 4 5

6 7 8 9 10

મૂળાક્ષરો
સ્વર
અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ
વ્યંજન
ક ખ ગ ઘ ઙ
ચ છ જ ઝ ઞ
ટ ઠ ડ ઢ ણ
ત થ દ ધ ન
પ ફ બ ભ મ
ય ર લ વ
શ ષ સ હ ળ
ક્ષ જ્ઞ
બારાક્ષરી
ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ
સંજ્ઞાઓ
ા િ ી ુ ૂ ે ૈ ો ૌ ં ઃ
અંક
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯
૧૦ ૨૦ ૩૦ ૪૦ ૫૦ ૬૦ ૭૦ ૮૦ ૯૦
૧૦૦